શ્રી

# ઉર્વશી—પુરૂરવા નાટકના પાત્રો

## પુરૂષ પાત્ર.

| | | |
|---|---|---|
| પુરૂરવા | .... | પ્રતિષ્ઠાન નગરીનો રાજા |
| માણવક | ... | રાજાનો પુરોહિત. |
| નારાયણ | ... | ભગવાન વિષ્ણુના અંશાવતારી તપસ્વી. |
| ઇંદ્ર | ... | અમરાધિપતિ, સ્વર્ગ લોકનો દેવરાજ. |
| ચ્યવન | ... | એક તપસ્વી રૂષી. |
| આયુ | ... | રાજા પુરૂરવાનો કુમાર. |
| નારદ | ... | દેવર્ષિ. |
| ભરતમુનિ | ... | એક રૂષિ. |
| રાહુદાનવ | ... | એક રાક્ષસ. |
| ગાલવ | ... | ભરતમુનિના શિષ્ય. |
| ચિત્રરથ | ... | એક ગાંધર્વ. |
| સિદ્ધબુદ્ધ | ... | ચ્યવન મુનિના શિષ્ય. |
| જોરસીંહ | ... | રાજાના હજુરીઓ. |
| તેજસિંહ | ... | શિકારી અમલદાર. |
| શકરો... | ... | જોરસીંહનો નોકર. |

## સ્ત્રી પાત્રો.

| | | |
|---|---|---|
| ઉર્વશી | ... | નારાયણના ઉરૂથી ઉપજેલી અપ્સરા. |
| રાણી | ... | દેવી કાશીરાજ પુત્રી પુરૂરવાની પત્નિ. |
| ચિત્રલેખા | .... | ઉર્વશીની સખા. |

**સત્યવતિ** ... એક તાપસી ભગવાન ચ્યવન મુનિની ધર્મ પત્નિ.
**પ્રભા** ... રાહુદાનવની પુત્રિ અને આયુની પ્રણયિની.
**નિપુણિકા** ... રાણીની દાસી.
**રતિ** .. જારસીહની સ્ત્રી.
**રતન** . તેજસીંહની સ્ત્રી.

**રંભા, મેનકા, સહજન્યા, રીદ્ધિસિદ્ધી** વીગેરે અપ્સરાઓ તથા **ગુલાબ ચંબેલી** વીગેરે **પ્રભા**ની સખીઓ.

સ્થળ—પ્રતિષ્ઠાન નગરી, તથા હિમકુટ અને ગંધમાદન પર્વત.



શ્રી ગણેશાયનમ.

# ઉર્વશી–પુરૂરવા.

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત.

### અંક પહેલો.

**નાન્દી—સૂત્રધાર** તથા **બાળાઓની** નાટય વસ્તુ શંકલના સૂચક સંવાદ અને પ્રાર્થના.

પ્રવેશ ૧ **લો–બદ્રીકાશ્રમ**–ભગવાન **નારાયણ** રૂષિના પ્રચંડ તપથી ભયપામી **ઇંદ્રે** તપ ભંગ કરવા તપોવનમાં **અપ્સરાઓ**ને પ્રેરવી. ભગવાન **નારાયણે** તપમાંથી ચળિત ન થતાં નિજ ઉરૂમાંથી **ઉર્વશી** ઉપજાવી અપ્સરાઓ સાથે તેને ઇંદ્ર લોકમાં મોકલવી.

પ્રવેશ ૨ **જો–ઇંદ્રભુવન—નારાયણ**ને લલચાવવામાં નાસીપાસ થએલી અપ્સરાઓનું **ઉર્વશી** સાથે **ઇંદ્રભુવન**માં આગમન. **નારાયણ**ની અલૌકીક તપશ્ચર્યાનું અને **ઉર્વશી**ની ઉત્પતિનું વર્ણન. **ઉર્વશી**ને અપાયલું ઉચ્ચ સ્થાન અને સખીઓ સાથે સુંદર સ્થળો **સુંદર** વિહારાર્થે **ગમન**. **લક્ષ્મી સ્વયંવર** નાટકને ભજવવાના **ભરત**મુની અને **નારદજી**ના ચોક્કસ ઉદ્‌ગારો.

પ્રવેશ ૩ **જો–રાજમાર્ગ–રતન** અને **રતિ** હૃદયના શુદ્ધ ઉદ્‌ગારો– પોત પોતાના પતિઓને દુરાચારમાંથી સુધારવા તેમના સરલ વિચારો

**પ્રવેશ ૪ થો—હેમકુટ પર્વત પ્રદેશનું માન સરોવર—ઇંદ્રિની** આજ્ઞાનુસાર **ઉર્વશીની** અપ્સરાઓ સાથે આનંદ ક્રીડા **ઇંદ્રિ** પ્રત્યે વેર વાળવાની ધુનમાં **ઉર્વશી** ઉપર અત્યાચાર ગુજારવાની ઇચ્છાવાળા **રાહુ**દાનવનું ત્યાં આગમન—**ઉર્વશી**પર બળાત્કાર—**ચીત્રલેખા** મદદગાર—અચાનક **પુરૂરવા**નું અપ્સરાના **અવાજથી** આગમન. **રાહુ** સાથે યુદ્ધ **રાહુ**નો પરાજય અને પલાયન **ઉર્વશી**નું શુદ્ધિમાં આવવું, **પુરૂરવા**ના હૃદયમાં પ્રણયબીજનું રોપાવું, સ્વર્ગમાંથી **ચિત્રરથ**નું **ઉર્વશી**ને તેડવા આવવું, તેની સાથે **ઉર્વશી**નું ઇંદ્ર લોકમાં જવું. જતાં પહેલાં એક પત્ર **ચીત્રલેખા** મારફતે **માણવકને** આપવું રાજાનું રાજધાનીમાં પાછા ફરવું ઉભયદેવી પંખીડાઓ વચ્ચે પ્રથમ **પ્રણય**નું મંગલાચરણ ઉદ્‌ભવવું.

**પ્રવેશ ૫ મો.—બગીચો—પુરૂરવા**નો **ઉર્વશી** પ્રત્યે પ્રબલ પ્રેમના ઉદ્‌ગારો, **ઉર્વશી**નો પત્ર રાજાના હાથમાં આવવો. **નિપુણકાની** ચાલાકીથી રાણીએ રાજ હૃદયનો ભેદ જાણવો. બગીચામાં રાણીનું આગમન. રાજારાણી વચ્ચે ઉદ્‌ભવેલો સંવાદ. અને રાણીનું રીસાઇને ચાલ્યાં જવું.

**પ્રવેશ ૬ ઠો.—રતનનું ઘર—રતનને** ઘેર **જારસીંહ**નું આવવું. “ટકાના ત્રણશેર બનવું”, અને અચાનક **તેજસીંહ**ના આવવાથી તેને સ્ત્રી સ્વાંગધરી **પુતળી** પાત્ર કરવું. **પુતળીબાઈ** પ્રત્યે **તેજસીંહ**ના પ્રબળપ્યાર—સ્ત્રી સ્વાંગ ઉતરતાંજ ઉપજેલો પ્યાર.

**પ્રવેશ ૭ મો.–જંગલ**—ઇંદ્ર લોકમાં ભજવાયલા લક્ષ્મી સ્વયંવરના નાટકમાં **ઉર્વશી**ની થયેલી ભુલપરથી થવાના ન્યાય સંબંધી **ગાલવ** અને **નારદ**નું વિવરણ.

**પ્રવેશ ૮ મો.—ઇંદ્રનો દરબાર—લક્ષ્મી** સ્વયંવરના નાટકમાં **ઉર્વશી**ની ભૂલથી ક્રોધિત થઇ **ભરતમુનિ**એ આપેલો શ્રાપ, અપ્સરાઓનાં ઉરમાં પશ્ચાતાપ. નારદ નાકહેવા પરથી ઇંદ્રે કરેલો શ્રાપનો અનુગ્રહ **ઉર્વશી**ના શોકોદ્ગાર અને મૃત્યુલોક તરફ સંચાર.



## અંક બીજો.



**પ્રવેશ ૧ લો–મહાલયનો માર્ગ**—રીસાયલી **રાણી**નો હૃદયથી પશ્ચાતાપ અને **રાજા** સાથે **"પ્રિયપ્રસાદન"** વ્રત ઉજવવાની ઉચ્ચ અભિલાષ.

**પ્રવેશ ૨ જો–રાજમહાલય**—વિરહવેદનાથી વ્યથિતથતા રાજાના વિગોદ્ગાર, **ઉર્વશી**નું સખી સાથે અંતરિક્ષમ આગમન. **રાણી**ના પ્રિય પ્રસાદન વ્રતનું ઉત્થાપન. અને પ્રત્યાગમન. **ઉર્વશી**ની રસરેલ. **પુરૂરાજા** અને **ઉર્વશી** વચ્ચે પ્રણયની રેલછેલ. તથા રાજ્ય મહેલમાં દંપતિનો સત્કારે પ્રવેશ.

**પ્રવેશ ૩ જો–રતીનું મકાન—રતિ**ને ઘેર રતન. **પુતળીબાઇ**ના પ્રપંચમાં ગજ્ઞ મગન. **તેજસીંહ**નું આગમન, **રતિ** પાસે

પ્યારની માગણી. રતિની રંઢિયાળી લાગણી, **જારસીંહનું** અચાનક આવવું, **તેજસીંહનું** વિચીત્રવેષી બનવું. ગોટાળો ભોપ. **અને તેજસીંહપર** સુનીતિનો ચઢેલો ઓપ.

**પ્રવેશ ૪ થો–અંત:પુર**—ગર્ભવંતિ **ઉર્વશીનો** શ્રાપનો અનુગ્રહ યાદ આવતાં ઉપજેલી ચિંતા. ચાલાક **ચિત્રલેખાની** ચાલાકી. **અને** રાજાપાસેથી સખીને લઇ **બદ્રિકાશ્રમ** તરફ કરેલી મુસાફરી.

**પ્રશવે ૫ મો–રતિનું મકાન**—ગપ્પાંમાં ઘાયલ થયેલા જારસીંહ ને પડેલો **હંટરનો** માર. **રતિ** અને **રતનના** પતિવ્રત નો બહાર અંનેના પતિઓએ કરેલો સત્કૃત્યોનો સ્વીકાર અને જારકર્મનો પશ્ચાતાપ.

**પ્રવેશ ૬ ઠો–ભગવાન ચ્યવન મુનિનો આશ્રમ**—શ્રાપનો અનુગ્રહ યાદ કરીને દેવી **ઉર્વશીનું** ભગવાન ચ્યવન મુનિને ત્યાં બાળક **આયુને** મૂકવા આવવું. એક તરફથી પુત્ર **સ્નેહ** અને બીજી તરફથી પતિ સ્નેહમાં ઝુરતી હૃદયથી બળતી, ત્રિશંકની ગતિ અનુભવતી, સુહુદસથી **ઉર્વશીની** કષ્ટમય કથનીનો કરૂણ જનક ચિતાર

**પ્રવેશ ૭ મો–કુમારવન**–વનવિહાર માટે નીકળેલા **ઉર્વશી–પુરૂરવા** ને વાટમાં મળેલી **વિદ્યાધર** કુમારી. મુગ્ધા બાલિકાના નૃત્યગાનમાં પુરૂરાજાનું ખુશી થવું. ઉર્વશીએ રીસાઇને ગમન કરવું. **અને** પાછળ જોતાં **ઉર્વશી** ન જોવાથી રાજાનું પણ પ્રિયાની પાછળ પડવું.

**પ્રવેશ ૮ મો—કુમારવન**—કુમારવનમાં પ્રવેશતાંજ ઉર્વશીનું વેલ બની જવું. રાજાનું પ્રિયા વિરહે દીવાના બનીં વને ભટકવું. દૈવી કૃપાથી **સંગમનીય** મણીનું પ્રાપ્ત થવું. અને મણી પ્રતાપે વેલને રાજા ભેટવા જતાં ઉર્વશીનું આમેહુબ પ્રગટવું. વિરહથેલાં દૈવો દંપતિને અજાયબી ભરેલા મેળાપ. અને સાહેલીઓને મધુર આલાપ.



# અંક ત્રીજો.



**પ્ર ૧ લો—રાજમાર્ગ**—નંદનવનમાંથી પાછા ફરતાં રાજારાણી બંન્ધી **માણવકના**-હૌંસ:ગાર. અને બાજ પક્ષીનું સંગમનીયમણી ઉપાડી ઉડી જવું તથા તેના શોધ માટેરાજાનું વિરમવું.

**પ્રવેશ ૨ જો—ચ્યવન મુનિના આશ્રમનો પ્રથમ ભાગ**—નાનકડાં **આયુ પ્રભા**ના નિર્દોષ પ્યારની રમત ગમત. અને **આયુ** એ બાજ પક્ષીને બાણ મારવું.

**પ્રવેશ ૩ જો—ચ્યવન મુનિનો આશ્રમ**—બાજ પક્ષીને મારી આશ્રમ ધર્મ વિરૂદ્ધ આચારણ કરવાથી **ચ્યવન** મુનિ **સત્યવતિ** સાથે **આયુ**ને **પુરૂરાજા**ને ત્યાં મોકલેછે. **પ્રભા**પણ બાલ્ય હઠ કરી તેની સાથે જાયછે. પાછળથી **રાહુદાન**નં પુત્રીની ખબર લેવા આવતા મુનિ તેને **પુરૂરાજા**ને ત્યાં **આયુ** સાથે ગએલીછે. એમ જણાવતાં રાક્ષસ ક્રોધીત થાયછે. મુનિ **આયુ**ને **પ્રભા**થી ઉત્પન્ન થએલા કુમાર

ઇંદ્રપદ મેળવનારછે. એમ રાહુને સ્પષ્ટ સ્હમજાવી તેને શાંન્ત કરી તેની પાસે **આયુને પ્રભા** સાથે પરણાવવાનું વચન માગેછે. વચન આપી રાક્ષસ વિદાય થાયછે.

પ્રવેશ ૪ થો—**રાજમહાલય**—ગુમ થએલો સંગમનીય મણી **પુરૂરાજા** ને પ્રાપ્ત થાયછે. અને પ્રતાપી પિતાના પ્રતાપી પુત્ર **આયુની** આશ્ચર્યથી ભરી રીતે મુલાકાત **પુરૂરાજા** સાથે થાય છે.

પ્રવેશ ૫ મો—**રાજમહાલય—આયુ** ઉર્વશીને મળતાંજ પુત્ર ઘેલડી માના પુત્ર પ્યારથી હર્ષની રેલછેલમાં તણાયછે. પણ બીજીજ પળે ઇંદ્રરાજનો શ્રાપાનુગ્રહ યાદ આવતાં ઉદાસીના ઉદધીમાં ઉતરી જાયછે. અશ્રુભરી આંખડીથી આકાશમાર્ગે સંચરવા ધાયછે. ઈંદ્રથી પ્રેરાયલા નારદ તેને જતી અટકાવી ઇંદ્રનો આદેશ સંભળાવી પુરૂરાજાસાથેસદા ને માટે રહેવાને સ્હમજાવેછે અનેરી આશાવેલડી અમરફળો થી ઝલકાયછે. સર્વનો હર્ષાનંદપુર ગહારમાં અનુભવાય છે.

પ્રવેશ ૬ ઠો—**રાજમાર્ગ—આયુ પ્રભાના** પૂર્ણ પ્રેમભર્યા પ્રણયોદગાર

પ્રવેશ ૭ મો—**પુરૂરાજાનો ભવ્ય દરબાર**—ઈંદ્રરાજે પ્રેરેલી અપ્સરાઓનો મનોહરનાચ. અને **આયુ પ્રભાના** હસ્ત મેળાપ. બાદ **આયુને** યુવરાજ પદાભિષેક.

**આનંદ મંગલ,**

# ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

કરડ ૨૧

# શ્રી.

# ઉર્વશી પુરૂરવા.

## નાટકનાં ગાયનો.

### અંક ૧ લો.

સૂત્રધાર— ગાયન ૧.

આનંદ આપો, સ્થાપો સુખ પ્રભુ.
મંગલદાયક. શ્રી વનમાલી.
કૃતિ કરો સફળ. હેત ધરી હરો ત્રયતાપો.......આનંદ.
દીનદયાળુ, કહે સહુ કોઇ. ઇશ આપને.
કષ્ટ સર્વે કાપો. છાપ શુભ છાપો................આનંદ.

બાળાઓ— ૨.

પ્રેમ સાટે તજે જે, પ્રાણ એવા પ્રેમી પ્રભુનું સ્વરૂપ છે.
પ્રેમ સાથે ચોટયું વહેમ મુળ છે.........એવા.
શુદ્ધ પ્રેમી સંસારે તવાય છે પણ અંતે પ્રેમીની સવાય છે
પ્રેમ તારૂ અજબ એક રૂપ છે.......એવા.
ભારે ભોગી બ્રહ્માંડ કેરા ભુપ છે. તેમાં પ્રેમી પુરૂરવા અનુપ છે.
પ્રેમ તારૂં અજબ એક રૂપ છે......એવા.

અપ્સરાઓ— ૩.

નાથ નેહે નિહાળો. ઉઘાડીને નેણ.
ઉઘાડીને નેણ બોલો વ્હાલ ભર્યાં વેણ.....નાથ

મહામુદ મંદિર. સમય છે સુન્દીર.
કામે કહાવ્યું છે. અમ સાથે કેણુ.....નાથ.
ત્યાગ દીઓ તજી. શૃંગાર લ્યો સજી.
આપો પતાવી. અમારૂં લેણુ દેણુ.....નાથ.

સખીઓ— ૪.

તું ચાલ ચાલ શાણી. સ્વર્ગે ચટકીલી ચાલથી
ત્યાં ઇન્દ્રતણા દરબાર મહીં. વસીરે જે વ્હાલથી...તું.
નારાયણના ઉરૂથી. તન આ વિધીએ ઉપજાવ્યું.
અર્પ્યું રૂપ અનુપમ સાથે મુદભર મન ભાવ્યું.
ઉર્વશી–એતો ઠીક પણ. આતો આણું, પરણ્યા વીણ આવ્યું.
સખીઓ—પરણાવીશું, પ્યારથી.....તું ચાલ.

નારદ— ૫.

નયને નિહાળ્યો મ્હારા નટવરને.
ઘટઘટ વ્યાપી વ્હાલો, હૃદયે રમે મારા હૃદયે રમે...નયને.
અલખ નિરંજન, ભવભય ભંજન.
વહાલો વિહારી મ્હારા હૃદયે રમે મારા હૃદયે રમે....નયને.
સાચો સલુણો સ્વામી, નાથ ગરૂડાગામી.
વિશ્વ વિરામી....મ્હારા હૃદયે રમે મારા હૃદયે રમે...નયને.

રતિ— ૬.

છબી ગોરી ગોરી, રૂપ ભંડાર.
નારી હું નખરાળી......છબી
નવ યૌવન, ઉભરી આવ્યું.
આ બદન તણો છે, મ્હાર, મ્હાર. મ્હાર.... .હું.

અંગ અંગમાં અનંગ કેરા, રંગ તણી ચમકાર.
નીરખીને નર=બની=બાવરા=પોકારે બસ પ્યાર, પ્યાર, પ્યાર. હું
પ્રેમ મસ્ત બની, સ્વામી સંગે, સફળ ગણું સંસાર.
અલબેલી–ગુણીઅલ–પંકાતી–ખ્યાતી–જગમાં ઠાર ઠાર ઠાર. હું.

૭.

રતી–રતન—ચાલો ચાલો, યુકિતના પાસા, સીધા પડયા છે..
શ્યાંમ દામને, દંડ ભેદથી, પતિને કરશું હાથ પ્રેમે...યુક્તિ.
ઢોંગ ચલાવી, રંગ જમાવી નારી ચરીત્રની નેમે...યુકિત.
ધર્મ બજાવી, સુખ મેળવશું. પ્યારા પ્રભુ તણી રહેમે ..યુકિત.

૮.

અપ્સરાઓ—સૃષ્ટીની વધી શોભા વસંતે.
શોભા વસંતે, વધી શોભા વસંતે... .....ટેક.
ખીલ્યાં કુસુમ બહુ, રંગ બેરંગી.
ખીલેલી–હંસોની, કુંજોમાં ખંતે......સૃષ્ટી.
શીતળ મંદ સુગંધી, સમીરથી.
છોડી દીધી છે, સમાધીને સંતે......સૃષ્ટી.

સાખી.

મંજુલ કુંજે ગુંજતા, અમીત લહી આનંદ.
ચુસી રહ્યા છે ચાહથી, મધુપ મધુર મકરંદ... ..સૃષ્ટી.
પ્રીતે નકીબ પોકારતાં, અભીનવ કરી ઉચ્ચાર.
જાણે શ્રી ૠતુરાજના છે કોકીલ છડીદાર......સૃષ્ટી.

ઉર્વશી— ૯.

સબુર સખીઆ, તરૂમાં ગયો, હાર ગુંચાઇ.

હાર ગુંચાઇ, મારો હાર ગુંચાઇ.
નીકળતો નથી, મન રહ્યું છે, મારૂં મુંઝાઇ.
ચીત્રલેખા-કાઢશે રવી, તુજ હું બની, બાવરી બાઇ...સબુર.
પુરૂરવા—હાર હૈયાનો, તનેજ બનાવીશ, સ્નેહે છવાઇ.
આ સમે તો મનની રહી. મનમાં સમાઇ...સબુર.

પુરૂરવા— ૧૦

ચોરી ગઇ ચીત, રમણી અજબ રીત...ચોરી.
ખેંચી નયન બાંણુ, ભ્રકુટી કમાને.
કાઢયું કલેજાને, કોરી ગઇ ચીત......ચોરી.
સર્વાંગે સુંદર ઉર્વશી જેવી.
જેના અવર કોઇ, ગોરી ગઇ ચીત.....ચોરી.

૧૧.

રાણી—ભોજપત્રવાળી, ભામાને, મળો ભાવથી.
હવે શુ છે મારૂં કાંમ, વૃથા લેશો નહી નાંમ...પત્ર.
પુરૂરવા —મનોહારી ક્ષમા કરો કૃપા કરી;
ભુલ મારી કરૂં છું કબુલ.
રાણી—નથી માગતી કરાવવા કબુલ હું,
તમે મારૂં ઘટાડયું છે મુલ.
ઉર્વશી સારી હું છું નઠારી.
પુરૂરવા-બોલો નહીં એમ રાખો નાથ ઉપર રહેમ...પત્રવાળી.

રાણી— સાખી.

હુંથી રૂપાળી એ ખરેખર સ્વર્ગની છે સુંદરી.
પણ કોણ છે માબાપ એના, એવી-ચારી જુઓ જરી.

નથી દોષ એમાં આપનો, કાંમી સુખેથી સુએ નહી.
પ્રેમાન્ધ પ્રાણી, જગત માંહે, જાતભાત જુવે નહી ..પત્રવાળી

નારદ— ૧૨.

ભાઇ કોટી ઉપાય કર્યાથી, મીથ્યા થતુ નથી ભાવી.
શાસ્ત્રો કહે છે સમજાવી...એ...એ......એ.
હાર્યા હરીહર બળ અજમાવી, મીથ્યા થતું નથી ભાવી.
બુદ્ધી વિધીની બદલાવી...એ...એ...એ,
કેવી કરણી ખરાબ કરાવી......મીથ્યા થતું નથી ભાવી.

અંસઅોરાન— ૧૩.

હઠો દુર રહો અલબેલા, દુર રહોજી ચતુર અહો ..અ.
કર પકડો નહી નીપટ અનાડી મચકાઇ જાશે નાજુક કોડી.
જઇ પ્યારી ઘર સુખ લહો......અલબેલા.
રસબસ રસીયા શોકયની સંગે આજ પધાર્યા આંહી ઉમંગે.
નાહક નહી અમ દીલ દહો......અલબેલા

ઉર્વશી— ૧૪.

પ્રેમ જાંમ પીતાં. હૈડું રહે ન હાથ......પ્રેમ.
દીવસે રજની જણાય, રજની દીનસમ મનાય... . પ્રેમ.

સાખી.

કહેવાની ઇચ્છા કંઇ, હૃદયે ઉપજી હોય.
પણ મુખથી નીકળે કંઇ, કરે ન જાણે કોય.
કરવા મન હોય કાંઇ, કરણી વીપરીત થાય......પ્રેમ.

પ્રથમ અંક સમાપ્ત.



## અંક બીજો.

રાણીનું— ૧૫

સ્ત્રીનો ધર્મ સાચો છે. સ્વામીની સેવા
જાણો પતિ દેવ, તણા દેવા
હૃદયે રાજી રહેવા, લાખેણા લાભ લેવા......ટેક.
પ્યારા વીના અન્ય પ્રેમી થવાથી
સ્વામી સેવા છોડી, તીર્થે જવાથી
માનજો મળે નાહી મુકતીના મેવા...—.....ટેક.

પુરૂરવાનું— ૧૬

નથી નથી આવતી હાય જરાય નીંદરડી
ઉર્વશી એ વસી આંખે......................નથી
ચિત્ર ચીતરતાં ચેતન વીણએ
મુજ દુઃખને નહી ઝાંખે...............નથી
હું નીરૂપાય. થતિ નથી હુંથી
ગતિ નભમાં, વીણ પાંખે................નથી

ઉર્વશી-પુરૂરવાનું— ૧૭

પુરૂરવા—છોડ છોડ સુદરી શાણી (૨)
ઉર્વશી—કહોજી હું છું કોણ
પુરૂરવા—તું છે ઉરવશી ઉરમાંહી વસી.........છોડ
ઉર્વશી—જોર હોય તો, જરા અજમાવો મોહનજી મનકાં મુંઝાવો
પુરૂરવા—તુટી જવાની શંકાએ, શકુ નહી અંગુલી કોમલ તણી

ઉર્વશી-પુરૂરવાનું— ૧૮

ઉર્વશી—આજે ઘડી આનંદની નીરખી
પુરૂરવા—મળી મને, સુંદરી તું સરખી
 પુર્વના પુણ્ય વીના પ્રમદા તુજ, સંગ શી રીતે બને
ઉર્વશી—પ્રેમ સુધારસ પાઇ તમે, વીણુ દામે ખરીદી મને...આ
પુરૂરવા—શોભાવજો ગૃહ મારૂ સલુણી શ્રેષ્ટ શ્રંગાર સજી
ઉર્વશી—ચાહ ધરી ચરણો હું તમારા, સુજીશ પ્રીતમજી ..આ

તેજસીંહ તથા રતિ— ૧૯

તેજસીહ—હઠ છોડ છબીલી નારી.
રતિ—નવ છેડ કરોજી મારી.....હંમારી.
તેજસીહ—લાય લાગી તન પ્રાણ પ્રીયા.
રતિ—અફીસ આવા કેમ થયાં.
 જાઓને અનાડી જાણી ચારી અરરર હારી..... હઠ
 મળશું સારા શુકન થવે, આજ ધરો મન ધીર હવે
 લાત મુખ મારી રાખો શાન્તી રસીક વીહારી .....હઠ.

પુરૂરવા— ૨૦

 પ્રાણ પ્રિયા, સુખરૂપ ફરી વળજો, વનથી વહેલાં વહેલાં...પ્રા.
 વંદન મુંજ મુનીવરને કહેજો. રાગી જનપર પ્રસન્ન રહેજો...પ્રા.
ઉર્વશી-રાજભુવન તજી વનમાં રહેવું. શીદ ઇચ્છું ઉરમાંહું એવું
 પણ નીરૂપાયે જાવું પડે છે, વીશ વીયોગનું ખાવું પડે છે...પ્રા.

સર્વેનું— ૨૧

 છે જાર કર્મ દુઃખદાઈ, વ્યભીચારીરે
 સુખન પામે કયાંઈ હાય દુઃખદાઇ......છે જાર
 ઝેર હળાહળ પાન કરીને, જીરવી નહી શકાય

તેમજ જાર કરમનું પાતક પ્રગટ થતું પલમાંય...હાય
તરૂણી તમારાં તમામ વચનો અમને સત્ય જણાય
પાપ તણા ખાડામાં કુદી, દુરીજન ગોથા ખાય

ઉર્વશીનું— ૨૨

કરવું હવે શું મારે રે, આથી મરવું ભલું છે ..કરવું
આનૃપ બાલક, પાલક જગનો
હીંમત દુઃખથી, હારે રે...........આ.
રાજભુવનમાં, રહેનારો આ
દીન વનમાંહી, ગુજારે રે.... .......આ.
લાકડ વાયો, લાલ પડયો આ
પાપીણી સ્ત્રીને પના-રે રે...........આ.

ઉર્વશી— ૨૩

આશી દશા આવી રે મુઝાય મન મારૂં...આ.
ચાલતાં લેશ ચલાતું નથી, નથી કષ્ટ ખમાતું હાયરે
વસમાં પુત્ર વિયોગથી, મારો જાએ કંઠ સુકાઇરે...મુઝાય
આધાર જીવનનો અતી ઉત્તમ નીર્મળ આંખોનુ નુરરે
કેમ.જીવાશે કુમાર કોડીલોથા-તાંદ્રગથાં દુરરે ..મુઝાય

માણવક--- ૨૪

આતો પીડા ભુંડી રે, ભારે ભાઇ ભુંડી રે,
મોટાઓની મીત્રતારેજી......આ.
હાજી હાજી કહેતાં મોટાઓ રંજી થાય.... .ટેક
તરછોડી નાખે તુરત, પ્રતીદીન રહેતાં પાસ
દુર જતાં ડહાપણ રહીત, ગણો ખલકપતી ખાસ...મોટા

મુર્ખ કહે મુંગો રહ્યા, બોલ્યાથી બદમાશ
ડગલે ડગલે દેખીએ, ત્રાસ ત્રાસને ત્રાસ......મોટા.

વિદ્યાધર કુમારો— ૨૫

જુઠની બાજી છે બધી આ, નામ નીશાની કંઇ નહી.
જોયું તપાસી, નેત્ર વીકાસી, સાચી કમાણી કંઇ નહી
પંચભુતોનો પીંડ અરે આ નીસબત કયાંની કાંઇ નહી
કાળની માયા વાદળ છાંયા, વીતી જવાની કાંઈ નહી...જુઠ
જીવ ગુમાનીને અભીમાની, છે સહુફાની કાંઈ નહી
જોર જુવાની, ને જીંદગાની, ખાખ થવાની કાંઈ નહી....જુઠ

વિદ્યાધરકુમારી— ૨૬

કેમ મટે લખ્યું લલાટ પટમાં, લલાટપટમાં લલાટપટમાં...કેમ
સુખને દુઃખ ઘટ સાથે ઘડયાં છે
રહેન કાયમ, કોઈ નિકટમાં...........કેમ
સખી આ સમયે, આવી પડયાં છે
નૃપને ઉરવશી, વ્યાધી વિકટમાં........કેમ

પુરૂરવા— ૨૭

શ્યામ ધાંમ ગગનમાં ધરતો,
છે આ નકી નવઘન સંચરતો.........શ્યામ.
આ છે સુર ધનું નથી દનુજ શરાસન
ચપલા ચમકે નથી પ્રીયા સુખભાજન
ન હોય શર આજલની ધારા, કઠીન ગરજના કરતો...શ્યામ.

પુરૂરવા— ૨૮.

લોભે નેણુલાં, નીલાળી લતા નમણી.
લોભે નેણુલા નીહાળી, નમણી જાણે મુજ રમણી.

દેશાન્તી ભમણી........નેણુલાં
ઉર્વશીના અંગ સ્પર્શે, જામે સુખ જેવું.
આને અડવાથી, મલ્યું આશ્વાસન એવું......નેણુલાં.
આલીંગું હું આંખ વીંચી, જુવતી સ્વરૂપ જાણી.
મરતો જીવું હું આવનારી જો વદે વાણી......નેણુલાં.

ઉર્વશી— ૨૯

નીહાળ્યો નાથ નયનેરે, મણી અણમોલ......ની.

પુરૂરવા—અડતાં વ્યાપે આનંદ ઉરમાં, વધારે છે વિજયનેરે. .મ.

ઉર્વશી—શીરપર સ્થાપુ ચોગણા ચાહથી.
સંભાળી રાખુ શયનેરે......

અપ્સરાઓ—સતીપતી સાથે સ્નેહ સદનમાં,
સુખી થા સ્વામી સેવારે......મ.

## અંક ત્રીજો.

માણવક— ૩૦.

સુખ શાન્તી આજ છાઇ, ઉત્સવની છે ઘડી
સંકટ સહુ નાશ પામ્યાં, રહી ચીંતાના જરી...સુખ.
અસ્તોદયની કસોટી થકી, કસતા શ્રીહરી.
સતવંતા શુદ્ધ જોઇ, સુખ દેતા આખરી......સુખ.
બલીહારી શ્રીમોરારી, ગતી જાયે ના કળી.
સહુનો સંયોગ કીધો, કરૂણા દ્રષ્ટી કરી... ..સુખ.

પ્રભા-સખીઓ— ૩૧

સખીઓ—આંખ હવે ચોળમાં આ લીખી જાય આમ ખાલી
તું રસીયાઆથી ના રીસા......આંખ.

પ્રભા—મૃગનેણી સાથે કુંવર કહે મને વહાલી.
નથી ક્રીડા એ રોચતી નમાલી.
સખીઓ—( અલી જુઓ ) તું રસીઆથી ના રીસા...આંખ.
ફરતી એકાંતમાં આયુનો હાથ ઝાલી.
હવે કરમાં સફાઈ બાઈ ઠાલી
તું રસીઆથી ના રીસા.
પ્રભા—નહિં આવું જાઓ હું તો સઉથી રીસાણી.
વૃથા શાને બનો છો વીલાલી.
સખીઓ—તું રસીયાથી ના રીસા........
આયુ— ૩૨.
સ્વીકારો સુંન્દરી, આ મોંઘી મંજરી સુવાસેથી ભરી ..સ્વી૦
પ્રભા—જાઉં, એ મંજરીના, બોજાથી હું મરી.
દુર જાઓ, ના સતાવો, ઓ દૈત્યોના અરી......સ્વી૦
સખીઓ—આયુથી આટલા દી, દીલે તું ના ડરી.
શત્રુકેમાં, વહેમે વહેમાં, તું લક્ષ્મીએ હરી...સ્વી૦
આયુ— ૩૩.
ક્ષત્રીનો ધર્મ ખરો એ, દેવું સહુને દાન. ટેક.
પગરણે, ભરવો નહિં પાછો જાય ભલે કદી જાન.
ન્યાયથી યુદ્ધ કરી અરીઓનું, ઉતારવું અભીમાન...ક્ષત્રી
શરણે આવેલનું, સહુ વાતે, સાચવવું સન્માન.
પાળવી પુત્ર સમાન પ્રજાને, ગુરૂથી મેળવી જ્ઞાન...ક્ષત્રી.
પ્રભા—ટાળવા સંકટ મારૂં, આયુને હાથે હણાયો બાજ.
ક્ષમા કરી, અપરાધને, આજ્ઞા આપો ગુરૂવર આજ...ક્ષત્રી.
પ્રભા— ૩૪.
બની હું તો અલબેલી, નવેલી.

રાહુથી જન્મેલી અનંગ રંગરેલી, કરૂં વશ કંથને...બની.
ચાહે કશીને ચોલી, ગુંથું અંબોડો છોડી.
વેણી ગુંથું હું થોડીરે થોડીરે
બગાસે તન, તોડીરે તોડી.
રીઝાવું મીઠું, બોલીરે બોલી.
જામી સુંન્દર જોડી........બની.

પ્રભા— ૩૫.

વસ્યા આંખોમાં, આપ અનુંપ, અંજન નહી આંજુ હવે.
મલ્યા આપ આભુષણુ, રૂપ, શૃંગાર નહીં સજુ હવે...વસ્યા.

આયુ—ત્યારે જમો આ પાન સોપારી.

પ્રભા—લાલને શું કરૂં લાલ, બીડીને મુકો બાજુ હવે...વસ્યા.

આયુ—ત્યારે તુરત દરબારમાં ચાલો.

પ્રભા—ચાલતાં ચંચળ ચાલ, મોહન હુ તો લાજુ હવે ..વસ્યા.

વારાંગનાઓ— ૩૬.

ધની સાગ મધની ધમ ગમ ગ સાની સા.
સાની ધમ ધની સાની, ધમ ગમ ગસા નીસા...ધની.
સાસા ગગ મમ ધધ મધનીધ સાસા.
ગમધ ગમધ નીસા નીધ ગગ મગ સાની...ધની.

સર્વ— ૩૭.

આજ નીરખી, અજબ કૃતી.
થાએ હૈયું, મુદીત અતી............આજ.
રાખીને અન્યો અન્ય રતિ, શોભે લક્ષ્મી સર સ્વતિ.
ધન્ય જન પતિ ધન્ય ભગવતિ........આજ.

સમાપ્ત.

## નામદાર મુંબઈ સરકારની

ગવર્નમેન્ટ લેબોરેટરીમાં વિદ્વાન સરકારી ડાકટરે અમારી બનાવેલી **બાદશાહી યાકુતી અનંગ વિલાસની** ગોળીઓ એનાલાઈઝ કરીને તેમાં કોઈપણ જાતની નુકશાનકારક ચીજ નથી એવું સરટીફીકિટ આપેલ છે. અને એ ઉમદા રજવાડી દવા અકસીર હોવાથીજ વિલાયતમાં પાસ થયેલા મોટા ડાકટરો, રાજા મહારાજાઓ, નવાબો તથા દેશી અને અંગ્રેજ ગૃહસ્થો અને મોટા સરકારી અમલદારોમાં પણ બહુ વખણાય છે.

# બાદશાહી યાકુતી.

## અનંગ વિલાસ.

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્યવીકારના તમામ વ્યાધી મટાડે છે. અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઈ ગમાવનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર. આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઈપણ જાતની પરેજીની જરૂર નથી ૪૦ ગોળીની ડબી એકના રૂપીયા [illegible]

## બાદશાહી યુનાની લેપ.

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે; અને તે નસોને પુરતી તાકાત આપે છે. ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઈલાજ છે. આંઉંસ એકની ડબીના રૂપીઆ આઠ તમામ દવાઓનું [illegible] ખર્ચ જુદું.

ડાકટર કાલીદાસ મોતીરામ—રાજકોટ—કાઠીયાવાડ.

# જાહેર ખબર.

અમારી કંપનીના નીચલા નાટકોનાં ગા ચોપડીઓ જ્યાં અમારો મુકામ હશે ત્યાંથી કિંમતે રોકડેથી મંગાવ્યાથી મળશે.

| ચોપડીનું નામ. | કિંમત. |
| --- | --- |
| બીલ્વમંગળ ઉર્ફે સૂરદાસ... ... | ૦–૨–૦ |
| શ્રી ભક્તિવિજય... ... ... ... | ૦–૨–૦ |
| સુરેખા હરણ ... ... ... ... | ૦–૨–૦ |
| નાગર ભક્ત... ... ... ... ... | ૦–૨–૦ |
| નીલમ માણેક ... ... ... .. | ૦–[illegible]–૦ |
| યોગકન્યા ... ... ... ... .. | ૦–૨–૦ |
| મનહર મેના... ... ... ... ... | ૦–[illegible]–૦ |
| મહાશ્વેતા—કાદમ્બરી ... ... | ૦–૨–૦ |
| રજની ચંદ્ર ... ... ... ... ... | ૦–૨–૦ |
| જોહરે શમશીર ... ... ... ... | ૦–૨–૦ |
| શ્રી જયમતી .. ... ... | ૦–૨–૦ |
| માતૃપીતૃ ભક્ત પુંડરીક ... ... | ૦–૨–૦ |
| ઉર્વશી--પુરૂરવા ... ... ... ... | ૦–૨–૦ |
| હોથલ પદ્મણી ... ... ... ... | ૦–૨–૦ |
| જેસલ તોરલ... ... ... ... .. | ૦–૨–૦ |
| બીરબલ બાદશાહ ... ... .. | ૦–૨–૦ |
| પ્રવીણ સાગર... ... .. ... ... | ૦–૨–[illegible] |